

# પતિ ભક્તિ.

કર્તા—ઉપેન્દ્ર, ભોળાનાથ કથારીઆ—અમદાવાદ.

પીયુ કાજ તનમનધન અને પ્રીય પ્રાણ પણ ઓવારતી,
સંકટ સમે સાથે રહી વીપત્તી સહુ વીહારતી,
લોભી તણી લક્ષ્મી સમુ નીજ શીયળને સંભાળતી,
પ્રતી ભક્તી મધ્યે પ્રેમ તે તો સમજવી સાચી સતી.

સતીના સદ્દગુણો કેમ ગણાય ?–જેણે પતી સેવામાજ જીવનનું સાફલ્ય માન્યુ હોય, એવી પવીત્ર સતીઓ સંસારમા સ્વર્ગ ઉતારે છે, નર્કમા પડેલા–પરીવારને ઉદ્ધારે છે, ને તેનું એક અદ્દભુત દ્દષ્ટાંત આપણી સામે રજુ થાય છે.

તે નવરાત્રીના તેહવારો હતા, અને તે તેહવારો બંગાળાના મુખ્ય શેહેર કલકત્તામા ભારે ઉત્સાહથી ઉજવાતા,–કેમકે–તે સમયે–ત્યારે—

ત્યારે મુગ્ધા નવલ વધુઓ, સાસરે આણું જાતી,
લેવા લ્હાવા પ્રણય રસના, સ્વામીથી ખુબ ન્હાતી



અને આમ હોવાથી નગરશેઠ રત્નચંદ્ર અને તેની સ્ત્રી લક્ષ્મીબાઈ પણ પોતાના એકના એક પુત્ર રૂપસેનની સ્ત્રી લીલાવતીને પણ આણુ વાળવા વીચાર કરતા એક સાજના ઓરડામા બેઠા હતા.

રૂપસેનને લીલાવતીના લગ્ન બાલ્યાવસ્થામા થયા હતા હાલમા લીલાવતી નવયૌવના થઈ હતી, અને તેથીજ લક્ષ્મીબાઈ પોતાની આ સુંદર પુત્રવધુને તેડી લાવવા વારવાર રત્નચંદ્રને કહ્યા કરતા હતા, અને આજેજ તેમની ઇચ્છા બર આવી, કેમકે લીલાવતીના પીતાનો પત્ર રત્નચંદ્ર લક્ષ્મીબાઈને વચાવી કહ્યુ કે અઠવાડીયામા લીલાવતીને તેના માતાપીતા અત્રે મોકલી આપ્શે

લક્ષ્મીબાઈને સંતોષ ન થયો, કેમકે પુત્રવધુ વગર હવે તેને એકેક દીવસ એકેક વરસ જેવો લાગતો હતો, ખરેખર સ્ત્રીઓની આતુરતા અને આશાઓની હદજાળ કંઈક અજાયબજ હોય છે

લક્ષ્મીબાઈ કંઈ બોલવા જતા હતા, એટલામા રૂપસેન પોતાના એક નવા મીત્ર સ્વાર્થચંદ્રની સાથે ફરવા જવાને માટે તૈયાર થઈ ત્યા આવ્યો, અને વાત અટકી માતાપીતાએ યુવાન પુત્રને પ્રેમ કરતા સત્વર ફરીને રાત્રી પડેલા ઘેર આવવા ભલામણ કરી, ને તે ગયો

અરેરે, તે પ્રેમી માબાપો ક્યાથી જાણતા હોય કે તેને માટે આજની સાંજ ભયંકર હતી ક્યાથી જાણે કે પોતાના પૈસાદાર પુત્રની આસપાસ સ્વાર્થચંદ્રની સોનેરી જાળ પથરાય છે ? નહીજ, ને તેમજ હતુ સ્વાર્થચંદ્રએ, રૂપસેનના રૂપીઆ નીચોવવાજ આ મીત્રતા કરી હતી, કે જે પ્રેમી માબાપો ન સમજી શક્યા, એટલુજ નહી પણ એક સાધુ દંપતીએ આવી તેમને ચેતાવ્યા, પરંતુ પુત્ર પરના અંધપ્રેમને લઈને રત્નચંદ્રે, સાધુઓની શીખામણ હસી કાઢી

થઈ ચુક્યુ, તે સુખી કુટુંબનુ દુખમય ભાવી ઘડાઈ ચુક્યુ કેમકે તેજ સાંજે સ્વાર્થચંદ્ર રૂપસેનના કાનમા વીકારનુ વીષ રેડતો શૃંગારીક વાતો કરતો ફરવા ચાલ્યો, પણ શેઠના બગીચાની બહાર જવા પહેલાજ એક હરીણીના સરખા નેત્રવાળી રૂપસેનની બહેન મુક્તાએ તેને અટકાવી એક કંગાળ



માણસને દેખાડી કહ્યુ, "ભાઈ' આ કંગાલ પણ ખાનદાન કુટુંબનો માણસ આપણી મદદ માટે આવ્યો છે "

રૂપસેન કંઈક જવાબ આપે એ પહેલાજ સ્વાર્થચંદ્ર બોલી ઉઠ્યો ' આવા કંગાળ કુતરા કેટલાક રખડે છે, તેઓ ધનવાનોને જંપવા નથી દેતા "

તે કંગાલ પણ સ્વમાનવાળો માણસ કે જેનુ નામ **મનહર** હતુ ને જે એક લક્ષાધીપતીનો પુત્ર છતા શેર બજારના સટાના કુછંદમા પડતા સર્વસ્વ ગુમાવ્યુ હતુ, એટલુજ નહી પણ મનહરની વ્હાલી માતા પણ એજ બળતરામાં મૃત્યુના મુખમા આપી દીધી હતી, તેને સ્વાર્થચંદ્રના અપમાન ભરેલા શબ્દોથી જરા માઠુ લાગ્યુ ને બોલ્યો ' મહાશય' કંગાળોની મહેનતથીજ ધનીકો ધન મેળવે છે છતા તમને કંગાળની આટલી સુગ કેમ લાગે છે ? "

સ્વાર્થચંદ્રનો મીજાજ ગયો ને તે આ ભીખારી મનહરનો ટોટો પીસવા જતો હતો પણ રૂપસેને અટકાવ્યો ને મુક્તાની સાથે પોતાના પીતાજી પાસે મોકલ્યો ને પોતે સ્વાર્થચંદ્ર સાથે ફરવા ગયો.

રત્નચંદ્રે કંગાલ મનહરની સર્વ કહાણી સાંભળી લઈ, તેના પ્રત્યે ઉંડી દીલસોજી દેખાડી તેને પોતાની પેઢીના મહેતા તરીકે નોકરીએ રાખી લીધો, તેનો કંગાલીયતમાથી ઉદ્ધાર કર્યો.

અહીં જ્યારે આમ એકનો ઉદ્ધાર થયો હતો, ત્યારે કલકત્તાના એક રમણીય ગૃહમા બીજાનો અધઃપાત થતો હતો વાચ-

નારે કદાચ તે સમજી ગયો કે કે સ્વાર્થચંદની જાળમા સપડાયેલા રૂપસેનને જ અધઃપાત હાવો જોઇએ, ને ખરખર તેમજ હતુ

સ્વાર્થચંદ્ર આ શ્રીમંતના પુત્રને **કામકળા** નામની મ ધૂર્ત **વેશ્યાને** ત્યા લઈ આવ્યો હતો, ને અત્યાર કામકળા તે સુંદર ને શ્રીમંત યુવકને પોતાની મોહીનીમા લપટાવી રહી હતી, લલચાવી રહી હતી

સુગંધ વગરના ચંપાના ફુલના જેવી, તેણીની સુંદરતા, નીખાલ નયનો, ઉન્નત સ્તન, અને નીહારી હાસ્ય, બુદ્ધીમાનને પણ ચલીત કરે તેવુ હતુ તો આ શ્રીમંતાઇનાજ તોરમા છકેલા નીધાવીહીન રૂપસેનનુ તો શુ ગજુ ? છતા તેણે મન મજબુત રાખી, ત્યાથી છટકી જવા કોશેષ કરી પરંતુ વેશ્યાએ એકાંત જોઇ કહ્યુ —

" જાશો નહી વ્હાલા મંધુરી રાતમા તજી એકલી,
લપટાઇ રહો મમ બાથમા જ્યમ ભ્રમર લપટાયે કળી "

પરંતુ કંઇક માતાપીતાની આબરૂ, કંઇક ડર, ને કંઇક નવીન સ્ત્રી સમાગમની શરમ આડે આવ્યા, ને રૂપસેને વેશ્યાની માગણીને ઉત્તેજન ન આપતા જવાનીજ તૈયારી કરી, પણ એજ વખતે–કામકળાએ પોતાની કળા ચલાવી, ને બોલી —

" જીવીશ નહી હું આપ વીણ પાણી વીના જેમ માછલી,
મમ યૌવન મુરઝાઇ જશે, હા જેમ ચમેલી કળી "



એમ કહી તે પ્રપંચી ઓગના " પ્રીયતમ ! પ્રીયતમ ! " " પ્રીયતમ ! " કરતી જમીનપર તુટી પડી, ને તે સાથેજ રૂપસેનની શુદ્ધ વૃત્તી છુટી પડી તે પાછો ફર્યો, ને જોત જોતામા, તેનુ શુદ્ધ હૃદય તે અપવીત્ર–મોહક છતા માસ મજ્જાથી બનેલા ઉભય સ્તનોમા દબાઇ–અપવીત્ર થયુ, ધર્મ, કર્મ, કર્તવ્યને જ્ઞાન હૃદયમાથી ગયા, અને જેવા તે લાલ પરવાળા, સમા, કવીઓ જેને બીડેલા કમળની પાદડીની ઉપમા આપે છે તેવા વેશ્યાના અધરનુ ચુંબન થયુ કે—બસ થઇ ચુકયુ —

એક કામની વીણ અન્ય કાંઇ ત્યા નહી નજરે પડયુ,
મુખ થુંકની જે લાળ તે આ કામનીને અમૃત થયુ,
વેશ્યા સમાગમ સુખ તેણે જીવનનુ સાર્થક ગણ્યુ,
પડી નર્ક કુંડે નારીના સુખ સ્વર્ગનુ હાથે હણ્યુ

પરંતુ આ કુબુદ્ધીએ મનમા ન વીચાર્યુ કે આ વેશ્યા વીર્ય સાથે વીતને પણ હરનારી છે તેનો પ્રેમ પાણીના પરપોટા જેમ ( પૈસા હોય તેટલીવાર ) ક્ષણીકવાર ટકનારો છે તે પૈસા ખાતર પોતાનો સુંદરમા સુંદર દેહ નટ વીટ કે રોગીને દેતા ડરતી નથી અનુભવીઓએ ખરૂં કહ્યુ છે કે—

વેશ્યા ન ઇચ્છે રૂપ યૌવન સુખ સંયોગ વ્હાલને,
હૈયે ધરે છે હોંશ હરવા જારના ધનમાલને.

પણ આ વાત રૂપસેન ન સમજ્યો. જેમ જેમ દીવસો જવા

લાગ્યા તેમ તેમ રૂપસેન ઘરમાથી પૈસા લાવી વેશ્યાનુ ઘર ભરતો ગયો જ્યારે તેના પીતાને, વફાદાર નોકર મનહર માર-ફત આ બાબદની ખબર પડી ત્યારે તેને ભારે ખેદ થયો તેણે પુત્રને વેશ્યાસગથી વારવા ઘણો પ્રયત્ન કર્યો પણ સઘળો પ્રયાસ વ્યર્થ ગયો

તે કરી કરીને એટલુજ કરી શક્યો કે, પૈસા રૂપસેનના હાથમા જતા અટકયા ને ત્યારે સ્વાર્થચદ્રની શીખવણીયો અને વ્હાલી વેસ્યાની ઉશ્કેરીણીથી રૂપસેન પોતાના ઘરમા ચોરી કરવા તૈયાર થયો અહા કેવો અધપાત ! ખરેખર, **વિવેકભ્રષ્ટાનાં ભવતિ વિનિપાત શતમુખ ।**

આષાઢ મહીનાની તે અધારી રાતનો અમલ શરુ થઈ ચુકયો, શાહુકારનો બેટો આજ ચોર બની નીકળ્યો તે પોતાના મકાન પાસે આવી દીવાલ કુદાવી અદર ગયો, જે ઓરડામા તીજોરી રાખવામા આવતી હતી, તે ઓરડો ખોલ્યો, ને જેવી તીજોરી તોડવા જાય છે કે એક ખુરશી નીચે તુટી પડી તેના અવાજથી સુવાની તૈયારી કરતો રત્નચદ્ર ચમકી અદરના (તીજોરીવાળા) ઓરડામા ધસી આવ્યો.

રત્નચદ્રના ઉતાવળ ભર્યા પગલાએ આ ચોર દીકરા ( રૂપસેન ) ને ચમકાવ્યો તે બાજુના ઓરડામા છુપાવા દોડયો ઓરડો ખોલતાજ તેની નજર મેઘ ઘટાથી ચમકતી વીજળી એક સુદર રમણીપર પડી કે જેના નયન ભયને લીધે બીનેલી હરણી જેવા દીસ્તા રૂપચદ્રને નીહાળી રહ્યા

" કોણ " નાથ ! " તે રમણીના ચદ્રમુખમાથી ધીમો મીઠો અવાજ નીકળ્યો, પરતુ તે અવાજ સાભળવા આ નર-પીશાચને ક્યા કાન હતા ? તેણે તો આવતાજ આ સુદરતાની મૂર્તિને કહ્યુ " ચુપ રહે, મ્હને પૈસા જોઇએ છે ને હુ તે લેવા આવ્યો છુ "

તે સુદરી બોલી " ભલે આવ્યા નાથ, આપના દર્શનથકી મારા આતુર નયનો આજ ઠર્યા. " નાથ, હુ તમારી અર્ધાગના.

અને હા તે ઉર્વશીના જેવી સુદર બાળા પવીત્ર લીલા-વતી પોતેજ હતી કહોને કે આ વેશ્યાગામી રૂપસેનની પરણી તરૂણી હમણાજ પીયરથી આવી પતીના સમાગમ વીના વ્યાકુળ રહી રાત્રીના શયનગૃહમા ઝુરતી લીલાવતી પોતેજ હતી, છતા તે તરફ લક્ષ ન આપતા " મ્હને પૈસો જોઇએ તુ મારી સ્ત્રી હો, તો તે મેળવી આપવા મદદ કર ! " એજ શબ્દો પ્રેમના ઉદગારોને બદલે રૂપસેન બોલ્યો

લીલાવતીએ નીશ્વાસ નાખ્યો આખોમાથી બેચાર આસુઓ સરી પડયા, ને તેણે તરત પોતે પહેરેલો પીયરથી આણેલો હીરા જડીત્ર હાર વ્યભીચારી પતીને ગળામાથી કાઢી આપતા કહ્યુ "લ્યો નાથ, આ મારા પીતા તરફથી મળેલી ભેટ હુ આપને ચર્ણે ધરૂ છુ" પરતુ મારાથી આપને ચોરીના કામમા સ્હાય નહી થાય

રૂપસેનને તો બસ એટલુજ કામ હતુ તે હાર લઇ લાગણી વગરના લુટારા પેઠે ન્હાસવા ગયો, ત્યા તેના પીતા માતા ને બ્હેને આવી ઘેરી લીધો, પણ તેથી શુ ?



લક્ષાધીપતી રૂપસેનને લલચાવનારી વેશ્યા કામકળા



રેસના મેદાનમા રૂપસેન તથા કામકળા

"જેણે મુકી લાજ તેને નાનુ સરખું રાજ" એ કહેવત અહી ખરી પડી, ને રત્નચંદ્રના તીક્ષ્ણ ઠપકાની અવગણના કરી માતાના સ્નેહને તરછોડી બહેનની વીનતીને ઠોકરે મારી, આડી આંખે કરુણામય દ્રષ્ટિથી નીહાળી રહેલી પત્નીની મુંગી હાદી ભુદીને, ધીક્કારી તે નષ્ટ બનેલો કુળકલંક પુત્ર ત્યાથી છડેચોક નીકળી ગયો

રત્નચંદ્રના દુખનો પાર રહ્યો નહી, તે ભયંકર દુખથી રડવા લાગ્યો આ વખતે આશ્રીત બનેલા મનહરે ને લીલાવતીએ શેઠને ધૈર્ય દીધુ કે તે બન્નેજણ પ્રયત્ન કરી રૂપસેનને જરૂર વેશ્યાના પંજામાથી છોડાવશે, ને ખરેખર તે બન્નેએ પોતાનું વચન પાળ્યુ વેશ બદલી બીજે દીવસે મનહર વેશ્યાને ત્યા નોકરી રહ્યો ને લીલાવતી મહી વેચનારી ગ્વાલન બની હરહમેશ વેશ્યાના ઘર તરફ મહી વેચવા જવા લાગી, ને વખતો વખત નજરે પડતા રૂપસેનને સ્ત્રીમય હાવભાવથી લલચાવા લાગી.

જ્યારે આ બાજુ બદમાશ સ્વાર્થચંદ્રે પણ રૂપસેનને નીચોવવાની ભારે વેત્રણ કરી હતી, ને રત્નચંદ્ર પાસેથી કાયદાની રૂએ રુપસેનના વારસાની રકમ કાઢવા પ્રયત્ન શરૂ કર્યો હતો, એટલુંજ નહી પણ રૂપસેનની સુંદરતાથી છલકતી બહેન મુક્તાપર આ બદમાશ સ્વાર્થચંદ્રનો ડોળો હતો, ને તેથી તે સુંદર મુક્તા કુમારીને પણ સપડાવા તેણે યોજના ઘડી કાઢી હતી

એક સાંજના યુક્તીથી સ્વાર્થચંદ્રે મુક્તાપાસ આવી "તેનો ભાઈ રૂપસેન માંદગીને બીછાને છે ને તેને મળવા ચાહે છે" એવા



ખોટા ખબર આપ્યા, ને આ ભાઇપર અત્યંત હેત ધરાવનારી બહેન "ગમે તેવો દુરાચારી તોય મારો ભાઇ" એવુ માનનારી મુક્તા સ્વાર્થચંદ્ર સાથે ભાઇને મળવા જવા તયાર થઇ

તેઓ લીલવા જવા સ્ટેશન તરફ મોટરમા ઉપડ્યા તેઓને ગયાને પાએક કલાક થઇ હશે, એટલામા મનહર ત્યા આવી પહોચ્યો, ને નોકરદ્વારા તેણે જાણ્યુ કે મુક્તા સ્વાર્થચંદ્ર સાથ ગઇ છે એટલે તુરત તે શંકાશીલ થઇ તેઓની પુઠે પડ્યો

પરંતુ હાય નશીબ, મનહર જે મોટરમા નીકળ્યો, તેજ મોટર એક તુટેલા પુલપરથી પસાર થતા ગંગા સાગરમા તુટી પડી, પણ બહાદુર મનહર તેથી હીંમત ન હાર્યો. તે નદીમાથી તરતો સહીસલામત બહાર નીકળી સ્વાર્થચંદ્રની છુપી જગ્યા જે લીલવામા હતી, ત્યા આવી પહોચ્યો, ને સારૂં થયુ કે તે સમયસર આવી પહોચ્યો, કેમકે તેજ વખતે મુક્તાનુ કુમારપણુ નીચ સ્વાર્થચંદ્રને હાથે ભ્રષ્ટ થવાની અણીપર હતું ને પીસ્તોલની અણીપર મનહરે તે કુમારીકાની પવીત્રતા બચાવી લીધી.

જોકે મુક્તાએ પણ પોતાનું પવીત્રપણું બાળવવા આ નીચ કુતરા સ્વાર્થચંદ્ર સાથે સારી ટક્કર ઝીલી હતી તોપણ—

"બળવાન હોયે તો પણ આખર અબળાની જાત,
"શરદ પુનમની કે વધુ અજવાળી પણ રાત"

આખર અબળા તે અમળા જાત, ને તેથા-સ્વાર્થચદ્રને સારી રીતે મેથી પાક જમાડ્યા પછી પણ મુક્તા તેના હાથમા નીરાધાર થઇ પડી હતી, એટલામા મનહરે આવી બચાવી લીધી, સ્વાર્થચદ્રની બરાબર ખબર દીધી

બસ હવે મનહરના પાસા બધા સવળા પડવા લાગ્યા બીજે દીવસે મનહરે સ્વાર્થચદ્ર મુક્તાપર કરેલા અત્યાચાગની વાત રૂપસેનને જણાવી પરતુ વેશ્યાના વ્યસનમા મસ્ત બનેલા રૂપસેનને સ્વાર્થચદ્ર પર વધુ અવિશ્વાસ ન આવ્યો પરતુ મનહરે બરાબર ખુબી વાપરી જ્યારે વેશ્યા કામકળા અને સ્વાર્થચદ્રનો છુપો પ્રેમ પ્રસગ ચાલતો હતો-અને—

લેતા હતા દેતા હતા, દારૂ અને દીલ ડોલતા,
લઇ બાથ ચુબન ભેદ ભીતરનો હતો તે ખોલતા,

ત્યા મનહર રૂપસેનને લઈ આવ્યો, નજરો નજર આ પ્રસગ જોતા તે ભાનભુલાના મોહ નયન ખુલી ગયા અને તેણે સ્વાર્થચદ્ર અને કામકળાને ધીક્કારી કાઢ્યા

મનહરે આ સમય બરાબર સાધ્યો અને લીલાવતીને મહીયારીના વેશમા ત્યા ખુબીથી લઈ આવ્યો રૂપસેન વેશ્યાનુ ઘર તજી આ નવી માશુક-મહીયારીને ઘેર આવ્યો પણ ઘેર આવતાજ જાણ્યુ કે આ તો મહીયારી નથી પણ તેની પ્યારી પવીત્ર લીલાવતી સતી છે, ત્યારે તેના પશ્ચાતાપ અને હર્ષનો પાર ન રહ્યો



આ બાજુ વેશ્યા કામકળાને પણ મનહરે ઉપદેશ આપ્યો ને જીવન સુધારવા સમજાવ્યુ ને વેશ્યાના વીકારી હૃદયમા પણ મનહરના ઉપદેશે અસર કરી ને કઇક સ્વાર્થચદ્રની બીકથી પણ ડરી કેમકે આ દુષ્ટને કામકળાએ રૂપસેન પાસેથી પટાવેલા નાણામાથી ભાગ નહી આપવાથી તેણે તેણીને મારી નાખવાની ધમકી આપી હતી ને તેથી પણ કામકળાને સસારના સુખથી તાતુર ભર્યા ને નીસ્વાદ લાગ્યા. તેના હૃદયમા સહજ વૈરાગ્યની ભભક ઉઠી ને તેણે વેશ્યાનો ઠાઠમાઠ બધ કરી પોતાની દાસી છબીલી સાથ એકાતવાસ કરવા નીશ્ચય કર્યો

જ્યારે આ બાજુ રતનચદ્રના ઘરમા તો આનંદનો પાર રહયો નહી હતો રૂપસેન પોતાની પ્રીયતમા લીલાવતીના સહવાસ માતપીતાની છાયામા મનહરની સોબતમા સ્વર્ગનુ સુખ અનુભવવા લાગ્યો હતો પણ અફસોસ વીધાતાને જાણે તેના સુખની અદેખાઇ આવી હોય તેમ બીજે દીવસે તે સઘળુ કુટુબ જ્યા આગળ પાછળની સબારી આનદ કરતુ ઇશ્વરનો ઉપકાર માની રહ્યુ હતુ, ત્યા પોલીસોએ એકદમ આવી રૂપસેનના હાથમા બેડી પહેરાવી દીધી, ને કામકળા વેશ્યાના ખુની તરીકે જાહેર કર્યો.

રૂપસેન તદ્દન નીર્દોષ છતા આ શુ એકાએક ધાડ આવી પડી તે કોઇ સમજી શક્યુ નહી, ને પોલીસ રૂપસેનને ખુની તરીકે પકડી ગઇ, ને જરા વખત પહેલા જે ઘરમા આનદની હેલી હતી, તેજ ઘરમા રડારોળ થઇ અહો વીચીત્ર સસાર !



મહીયારીના વેશમાં નીકળેલી લીલાવતી

પતિભક્તિ4-1





કલકત્તાની હાઇકોર્ટમાં ખુની રૂપસેનનો ચાલતો કેસ



રૂપસેનનો કલકત્તા હાઇ કોર્ટમા કેસ ચાલ્યો સ્વાર્થચંદ્રની જુબાનીને આધારે જ્યુરીયે ને જજે રૂપસેન ને અપરાધી ઠરાવ્યો ને તેને ફાસીની સજાનો જ્યા ફેસલો કરી સભળાવે તે પહેલા તો પતીભક્ત પરાયણ પવીત્ર લીલાવતી જજ્જ સામે આવી ઉભી રહી ને એક અબળાનુ કાપેલુ મસ્તક રજુ કરી કહ્યુ.

"ખૂન મેં કર્યું છે મારા પતીને ખુવાર કરનારી વેશ્યા પ-રનુ મ્હારૂ વેર મ્હે વાળ્યુ છે !"

કોર્ટમા મોટો હોહોકાર મચી ગયો, રૂપસેનનો કેસ ઉડી ગયો. લીલાવતી ખુની ઠરી જજે તેને ફાસીની સજા કરી, આહા તે સજા આપવાની આગલી રાત લીલાવતી સાથ રડી રડી આખા કુટુંબે વીતાવી, જ્યારે રૂપસેને તો તે પ્યારીના આસુમા આસુ મીલાવતા કહ્યુ "હું પણ તારી પાછળજ મોત મેળવી તને સ્વર્ગમા આવી મળીશ" જ્યારે લીલાવતીએ છેવટના ધીમા બોલો મનમા બોલતી હતી કે—ના ના, એમ ના બોલ પ્યારા—

"તુંજ ખાતર હું જાઉ છુ પ્યારા મોતની પાસ,
"તુજ ખાતર મરવુ મ્હને મીઠુ લાગે ખાસ.

ત્યારે શુ તેણી નીર્દોષ હતી ? તેનીજ ખાતર મરતી હતી ! હશે ગમે તે હોય, પણ હવે તો થઇ ચુક્યુ કેમકે આ શબ્દો રૂપ-સેન સમજે એ પહેલા તો જલ્લાદો આવી પહોચ્યા, ને લીલાવતીને ફાસીના માચડા પાસ લીધી



બરાબર નવ વાગે ફાસી દેવાનો સમય હતો, નવમા એક મીનીટ રહી ને જેલરે એક—બે ને ત્રણની જલ્લાદોને ઇશારત કરી કે "ત્રણ" બોલતા ફાસીનુ લાકડુ જલ્લાદો ખેચી લે, ને લીલાવતીનો સુંદર કંઠે છુદાઇ અંદરથી આત્મા નીકળી જાય, પણ જેલર હજુ, ત્ર એટલુ બોલ્યો, ત્યા તો એક મોટર દોડતી આવી ને અંદરથી વેશ્યા કામકળા ને મનહર ઉતરી પડ્યા ને બોલ્યા, "ઠહરો"

બધા આશ્ચર્ય પામી ગયા, જેની ખાતર લીલાવતી ફાસીએ જતી હતી, તે કામકળા તો જીવતી જાગતી જોઈ સાથે જજજની નવીન આજ્ઞાપત્રીકા જેલરે જોઈ જેમા લીલા-વતીને નીર્દોષ ગણી છોડી મુકવા જણાવ્યુ હતુ ને નીચ સ્વાર્થચંદ્રને કામકળાની બહેનના ખુની તરીકે પકડવાનુ ફરમાવ્યુ હતુ ને ખરી વાત એમ હતી કે સ્વાર્થચંદ્રએ કામકળા ઘર છોડી એકાંતવાસમા નીકળી ગયા પછી ઘરમા રહેલી તેણીની બહેનનુ ખુન કામકળા સમજી કર્યું હતુ, ને તેણીનુ માથુ રૂપસેનનાજ ઓરડામા છુપાવ્યુ હતું કે જે મસ્તક લીલાવતીના હાથમા આવી જતા પતીઉપરનો મીથ્યા આરોપ પોતે માથે ઓઢી લઇ પતીને બચાવી પતીભક્તિનો અદ્‌ભુત પુરાવો જગતને આપ્યો હતો

આ સર્વ વાત ખુલ્લી પડતા સ્વાર્થચંદ્ર નાઠો પણ પોલીસોએ મનહરે પાછળ પડી એક ભયકર મારામારી પછી એ દુષ્ટ સજાએ પહોચાડ્યો, જ્યારે આ સર્વ ખટપટ કર

શોધી કાઢી લીલાવતીને બચાવી લેનાર મનહરને પ્રભુએ સારો દહાડો દેખાડ્યો

અત્રે વધુ કહેવાની જરૂર નથી, છતા ખુલાસો કરીએ તો ખોટુ પણ નથી કે, મનહરે પોતાની આબરૂ બચાવ્યા પછી યુવાન મુક્તા તે યુવાનના પ્રેમમા પડી હતી, ને લીલાવતી આ વાત જાણતી હોવાથી બીજે દીવસે સસરાજીને કહી મુક્તાનો હાથ મનહરથી મેળવી અપાવી મનહરના ઉપકારનો અલ્પ બદલો વાળી આપ્યો

\+ + + +

આ શુભ દીવસની રંગીયાળી રાત નવલ દંપતી કે ગુજારે છે એ શુ બધુ વર્ણવવાની હવે જરૂર છે ભલા,?

